

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૧

## વૈશાખ સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીમોહિની એકાદશી વ્રત

**શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,**
**વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.**
**શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ધણી,**
**રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.**

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ ને શ્રીનૃસિંહ જયન્તીની વધાઇ પાઠવી રહ્યાં છે. શ્રીગોકુલેશ પાઠશાળા ને ચૈત્ર વદ ૧૧ ૨૦૬૪ એટલે શ્રીમહાપ્રભુ પ્રાગટ્યોત્સવ પર એક વર્ષ પૂર્ણ કર્યો. સાથેજ આજ નવીન વર્ષથી આપણે દર મહીનામાં કૃષ્ણ પક્ષની એકાદશીએ આપણે આપણા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુ વિશે જાણીશું.

વધું ન કહેતાં આપણે સૌ માર્ગમાં કથા પક્ષના માધ્યમે આગળ વધીએ. અને શ્રીમહાપ્રભુની અમુલ્ય વાણીનો રસાસ્વાદ માણીએ, જાણીએ, વિચારીએ, આચરીએ. અને ફરી શ્રીનૃસિંહ જયન્તીની વધાઇ.

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૮

# સ્વભાવ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## સ્વભાવ અધિકાર ભેદ:-

૪૫ સે. ગરમી હોય અને ઓફીસમાં સાહેબ બેઠા હોય, એ.સી. ચાલુ હોય અને બહાર ૪૫ સે. ગરમીમાં પટાવાળો કદાચ પંખા વગર પણ બેઠો હોય, તે બન્નેની જાતિ પુછજો કદાચ બન્ને એકજ હોય. તો પણ જે એ.સી ચેમ્બરમાં બેઠા છે તેને તે તેની યોગ્યતા ના આધારે ત્યાં બેઠા છે અને જે બહાર પટાવાળો છે તે તેની યોગ્યતા ધરાવતો નથી તેથી પટાવાળા તરીકે સ્થાન મેળવેળ છે. આપણી અત્યારની સભ્યતાએ બ્રાહ્મણ અને શુદ્રને ક્યાં લાવી ને મૂકી દીધા તમે જ જોઇ લો. આજે પણ તમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોને નથી હટાવી શકતા. આજે પણ અગમ્ય જગ્યાએ જઈને તમારા દેશની રક્ષા કરી રહ્યા છે. તેમના અંદરનું સાહસ આજે પણ તેઓનું ક્ષત્રિયપણું બતાવી રહ્યું છે. એ અંદરના જે મેરીટ છે તેમનું જે આત્મબળ છે તે અભિવ્યક્તિના પ્રકારે જ તે ક્ષત્રિય છે. માત્ર સહી સિક્કા અહીં કામ લાગતા નથી. અંદરની અભિવ્યક્તિ જ માનવી ને બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય અને શુદ્ર બનાવે છે. તેથી શ્રીમહાપ્રભુ દ્વિતિય સ્કંધ શ્રીસુબૌધિનીમાં બહુજ સ્પષ્ટ બતાવે છે કે બ્રાહ્મણ પણ એક દેવતા છે. જે સંસ્કાર સ્થિર થાય છે અને સંસ્કાર જ્યારે નથી રહેતા, જ્યારે સંસ્કાર તિરોહીત થઇ જાય છે ત્યારે તે બ્રાહ્મણત્વ ત્યાંથી તિરોહિત થઇ જાય છે. આવી રીતે ક્ષત્રિય પણ એક દેવતા છે. એવીજ રીતે વૈશ્ય પણ એક દેવતા છે. શુદ્ર પણ એક દેવતા છે. એ દેવતાનો આધાર મનુષ્યની યોગ્યતાના આધારે થાય છે અને યોગ્યતાના અભાવમાં તિરોધાન થઇ જાય છે. આ ભારતીય સંસ્કૃતિનું મૂળ છે. ભારતીય સંસ્કૃતિને અત્યારે જથ્થાબંધ ગાળો મળી રહી છે, કેમ કે આપણને એ અંગ્રેજોની ગુલામ સંસ્કૃતિનો એવો ભયાનક મોહ બતાવવામાં આવી રહ્યો ચે કે આપણે બધુંજ ગુમાવી બેઠા છે. આપણે એજ શીખ્યા છે કે આપણી બધી વસ્તુઓ ખોટી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર ખોટા. ધર્મ, અર્થ, કામ, મોક્ષ ખોટા. પ્રમૅણ, પ્રમેય, સૅધન, ફળ ખોટા. આવા વિવાદ હોઇ જ કેમ શકે ?

તેમના ત્યાં સ્વભાવ ભેદ હોઇ શકે તો આપને ત્યાં પુષ્ટિપ્રવાયમર્યાદાના ભેદ ના હોઇ શકે? આ ક્યાંનો ન્યાય છે? તેનો વિચાર કરો તેથી જગતમાં આ ત્રણ સ્વભાવવાળા લોકો છે જે આજે પણ તિરોહિત નથી થયાં.

**કર્મમાર્ગ:-**

થોડા સમય પહેલાં મારે અમદાવાદથી મુંબઇ જવાનું થયું. મારી સામેની બેઠક પર એક વૈષ્ણવ મહાનુભવ બિરાજ્યા હતા. તેમનો પરિચય થયો, વાત કરવાની શરુઆત કરી. નડીયાદ સૂધીમાં તો તેઓ મારી બાજું માં આવીને બેસી ગયા અને થોડી થોડી વારે કહે કે બાવાશ્રી, પુષ્ટિમાર્ગ માટે કશું કરવું જોઇએ? તમારે બાવાશ્રી દરેકલ જગ્યાએ જઇને પ્રચાર પ્રસાર કરવો જોઇએ અને પુષ્ટિમાર્ગ માટે કશુંક કરવું જોઇએ, નહિં તો પુષ્ટિમાર્ગની દશા ખલાસ થઇ જશે. દરેક પાંચ મિનીટ વાત થાય અને મને ધબ્બો મારીને કહે કે કંઇક કરો, કંઇક કરો. આ કંઇક કરો, કંઇક કરોની ઝંખના છે ને તે કર્મમાર્ગની ઝંખના બતાવે છે. તેનું જ નામ કર્મ. બીજા બધા ધર્મોમાં આવું થઇ રહ્યું છે, તો આપણે ત્યાં કંઇક કરો. કંઇક કરો કરવાની ઝંખના પ્રાચીન કાળમાં વૈદિક કર્મ કરનારાઓની હતી. જે સિવાય કશું આગળ સમજી ન શકતા. માત્ર કર્મેથી જ આગળ વધ્યા, આજ કર્મ જડતાની બુદ્ધુથી કરનારને ભૌતિકતાના હોવાના કારણે, એ આધિભૌતિક હોવાના કારણે મોક્ષ મળતો નથી. એવી સ્પષ્ટ આજ્ઞા શ્રીમહાપ્રભુજી કરે છે. આજ કર્મ માર્ગ છે.

**જ્ઞાનમાર્ગ:-**

આજે પણ આપના સમાજમાંથી કોઇનો છેંકરો, કોઇનો ભાઇ, કોઇનો પતિ, કોઇનું કોઇને કોઇ સંબૈંધી એવા જરૂર હશે કે જે ૧૮-૧૯ કલાક રીસર્ચ-લેબમાં માઇક્રોસ્કોપ પર કામ કરતા હશે. અને જે આવું કામ કરે છે, સમજી લ્યો તેઓ જ્ઞાનમાર્ગી છે. કારણ તેને કશુંક જાણવાની જિજ્ઞાસા છે. તેને કશુંક જાણવાની ઝંખના છે. એને કશુંક જાણવાની બેચેની છે કે કંઇક જાણી લઇએ.

આજે જે વૈજ્ઞાનિકો આવી રહ્યા છે તે માત્ર નામ નહિં, પણ કામથી તો એવા હજારોના જીવન બચાવનારા છે. **કરો એહતરામ ઉનકી દીવાનગીકા**..એઓને ધન્યવાદ

આપો, કેમકે તેઓ માનવતાના જ્ઞાની સપૂત છે કે જે રીસર્ચ લેબમાં બેસીને પોતાના જીવનની ક્રિયાના મહત્વપર્ણ સમય દાન કરી દે છે. ફક્ત માનવતાના માટે, તે જ જ્ઞાનમાર્ગ છે.

એવો જ જ્ઞાનમાર્ગનો સ્વભાવ એ ઋષિઓનો હતો જે આરણ્યમાં(જંગલ) બેસીને બ્રહ્મની ઉપાસના કરીને બ્રહ્મત્વને શૈંધવાનું કાર્ય કરતા હતાં, જેના કારણે આપણને વૈદિક સાહિત્યમાં ***આરણ્યક*** ગ્રંથ પ્રાપ્ત થયા છે. વેદના ચાર ભાગ છે. ૧. સંહિતા ભાગ, ૨.બ્રાહ્મણ ભાગ, ૩. આરણ્યક ભાગ અને ૪. ઉપનિષદ અથવા વેદાંત. તેથી જે વ્યક્તિ આજે પણ શોધ કરે છે. બસ, સવાલ એટલોજ છે કે તેઓનો વ્યવસાય બદલાયેલો છે, તેઓ ની શોધની દીશા બદલાયેલી છે, પણ કાર્ય એક સરખું જ છે.

વિરેન્દ્ર મિશ્ર બહુ જૂના જમાનાના કવિ છે. તેની એક કવિતાની બે ચાર પંક્તિ- **પાલખી ઉલટી દિશાકો જા રહી હૈ, મે કહારો કો બદલના ચાહતા હું.** આજના આધુનિક કહેવાતા પુષ્ટિમાર્ગીય-મંદિરોની વિશે મારી આજ વાત છે કે મને પાલખીની કોઇ તકલીફ નથી, પરન્તુ એને પાલખીને ઉઠાવવા વાળા લોકો છે, તેમનઁથી મને તકલીફ છે. એ એને ઉલટી દિશામાં લઇ જઇ રહ્યા છે.

પુષ્ટિમાર્ગની પાલખીથી મને કોઇજ તકલીફ નથી. કારણ મારા જીવનનું સાચું લક્ષ્ય પણ તેજ છે. પરન્તુ પુષ્ટિમાર્ગને ઉઠાવવાવાળાથી મને બહુ તકલીફ છે અને જીવનના અંતિમ શ્વાસ સુધી શ્રીમહાપ્રભુજીનો આ બેટો, શ્રીદાદાજીનો આ પુત્ર ઝઝૂમતો જ રહેવાનો છે.

***પાલખી ઉલટી દિશાકો જા રહી હૈ***

***મૈં કહારો કો બદલના ચાહતા હૂં.***

દિશા બદલાઇ ગઇ છે, પ્રવૃત્તિ, વૃત્તિ મનુષ્યના સ્વભાવ બદલાઇ ગઇ નથી. એક વર્ગ તમને કર્મમાર્ગ બતાવવાવાળો મળશે, એક વર્ગ તમને જ્ઞાનમાર્ગવાળો પણ મળશે. કર્મમાર્ગમાં તમને ૧૦૦ દાખલા મળશે, જ્યારે જ્ઞાનમાર્ગના બે વિરલા તમને મળશે.

આટલી સરખામણી તો તમારે કરવીજ પડશે. નહિં કરો તો વિદ્વાનમાં અને સામાન્ય જનનો તફાવત તમે નહિં કરી શકો.

**ભક્તિમાર્ગ**:-

ત્રીજો એક વર્ગ હજી હોય છે કે જેના સ્વભાવમાં પ્રેમ રહેલો હોય છે, એ પ્રેમ ગમે ત્યાં અભિવ્યક્ત થાય તે પશુંઓના સંરક્ષણમાં થાય તો એ પશુંઓના સંરક્ષણમાં જોડાઇ જશે, એ પર્યાવરણવાદી થઇ જશે, પ્રકૃતિને બચાવો. પર્યાવરણને બચાવો, એ કંઇક બીજી પ્રવૃત્તિમાં જોડાશે. એની ક્રિયામાં ભાવનાની પ્રધાનતા રહેશે. પોતાના સ્વાસ્થ્યની કિંમતે પણ જઇ જઇ ને સમજાવશે કે પશુંનું સંરક્ષણ કરો. એના અંદરની ધગશ, એના અંદરની ભાવના જાગ્રત છે, તે એટલું પ્રબળ હશે કે તેના કાર્યમાં અત્યન્ત તીવ્રતાથી કાર્ય કરતો રહેશે. અને એવાજ જે લોકો છે તેનું જ બીજા શબ્દોમાં નામ છે પ્રેમ અને પ્રેમ હોય તેજ ભક્ત થઇ શકે. એવા ભક્ત પણ આજે મળશે. પેલા ૧૦૦ કર્મમાર્ગ વચ્ચે બે જ્ઞાનમાર્ગના હશે તો આ ૧૦૦૦ જ્ઞાનમાર્ગની વચ્ચે **૨ પ્રેમી મળશે તેટલો ગુણવત્તામાં ફરક-તફાવત આવશે**. આ ત્રણેય આજે પણ થઇ રહ્યા છે અને તમે તમારી આજુ બાજુ નજર કરીને જોઇ લેશો તો ખ્યાલ આવી જ જશે કે આ દેવકીનન્દન ખોટું તો નથી જ કહી રહ્યાને? આજે પણ પુષ્ટિમાર્ગમાં એવા કર્મ ઝંખનાવાળા છે જ. અરે વ્યાપક સ્તરમાં છે. દરેકને એમ છે કે પુષ્ટિમાર્ગમાં કંઇક કરવું જોઇએ? હું એમને પુછવા માંગુ છું કે પુષ્ટિમાર્ગમાં શું કરવું જોઇએ, મને એટલું સમજાવી દો! શ્રીમહાપ્રભુજીએ તો બે વાત કરવાની કહી, ***શાસ્ત્રમવગત્ય મનોવાગ્દેહૈ કૃષ્ણ સેવ્ય***, એટલે સારી રીતે શાસ્ત્ર સમજી મન, વાણી, અને દેહથી શ્રીગોકુલેશની સેવા કરવી જોઇએ. ***કૃષ્ણ એવ ગતિર્મમ***, એટલે શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણજ મારી ગતિ છે. હવે એના જેવું ત્રીજું કંઇ કરવા જેવું હોય તો આપમાંથી કોઇને પણ મારું આમંત્રણ છે. અહીંયા આવી અને હું મારી ભૂલને સ્વીકારવા તૈયાર છું; પુષ્ટિમાર્ગમાં શ્રીમહાપ્રભુજીએ આ બે સિવાય કોઇ અન્ય કર્તવ્યની આજ્ઞા કરીજ નથી.

***શાસ્ત્રમ્ અવગત્ય***

***મનો વાગ્ દેહૈ કૃષ્ણ સેવ્ય***

આ જગતમાં આજે પણ ત્રણ પ્રકારના સ્વભાવો છે. મુખ્ય ત્રણ પ્રકારના વર્ગીકરણ થશે, તેના પેટા વિભાગ કરવા જશો ને તમે પોતે કે આજનું કોમ્પ્યુટર પણ તે વિભાગોને ગણી શકશે નહિં. એટલે કહેવાનો તાત્પર્ય એ કે જેટલા અસંખ્ય જીવ છે તેના તેટલા પેટા વિભાગ થશે. તેથી જ શ્રીમહાપ્રભુ પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં પણ આજ આજ્ઞા કરી છે. કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગને સ્વભાવગત સમજવાનો પ્રયાસ કરવાનો છે. પુષ્ટિમાર્ગ કોઇના માથા ઉપર વજનની જેમ ઠોકી બેસાડી શકાતો નથી.

ભારતની સંસ્કૃતિની કહેવત છે કે એક મજૂર પોતાના ખભા પર ભારો લઈને જઇ રહ્યો હતો, રાજા એને જોઇને કહે છે કે ***હે જન, કિમ ભારો ન બઁધતિ***, આ ભાર જે છે તે તને બાધક કેમ નથી બનતો ? એના જવાબ માં મજૂર કહે છે કે ***નત તથા બઁધતે રાજન યત કથા બાધતિ બાધતે***, સંસ્કૃતમાં બાધતિ પ્રયોગ ખોટા છે, બાધતે પ્રયોગ સાચો છે, એમ એ મજૂર રાજાને કહે છે કે રાજા તુ સંસ્કૃત ખોટી બોલી રહ્યો છે, તે મને જેટલી બધા આપે છે, તેટલી બધા આ વજન નથી આપી રહ્યો.

તેથી મને પણ તમારી અપુષ્ટિમાર્ગીય પ્રવૃત્તિ તમારી જે તકલીફ આપે રહી છે, તે બીજી કોઇ વસ્તુ બાધા નથી આપતી. પુષ્ટિમાર્ગને સાચા અર્થમાં સમજવાનો પ્રયાસ કરો. પુષ્ટિમાર્ગને શ્રીમહાપ્રભુજીની વાણીથી સમજવાનો પ્રયાસ કરો. મહેરબાની કરીને પોતાની અભિરૂચીને તેના પર હજી લાગુ ન કરો, પુષ્ટિમાર્ગનું સ્વરૂપ પહેલા સમજી લ્યો. તમે બધો વિવેક લૌકિકમાં નિરન્તર કરો છેં, તો મારો પ્રશ્ન એ છે કે શા માટે તમે અલૌકિકમાં તેનો ઉપયોગ નથી કરતાં ? શું કૅરણ છે કે અલૌકિકમાં આવી બધી ભેળસેળ કરી ઈશ્વર અલ્લા તેરો નામ સબકો સન્મતિ દે ભગવાન, એવું કેમ કરી રહ્યા છેં ? એવા જો ભેદ ન હોય તો શ્રીભાગવતકારના શબ્દો તમારે કાઢી નાખવા પડશેઃ

*તાવન્તમ્ કૃતાત્માનામ્ યાવતીર વ્રજયોષીતઃ*

આ રાસના વાક્યો છે, રાસક્રિડાના વચન છે આ.

*તાવન્તમ્ કૃતાત્માનામ્ યાવતીર વ્રજયોષીતઃ* જેટલી અસંખ્ય સંખ્યામાં અસંખ્ય રીતે શ્રીવ્રજસ્વામિનીઓ બિરાજતા હતા તેટલા સ્વરૂપ શ્રીગોકુલેશે ધારણ કરવા પડ્યા. તમે મને એટલું સમજાવી દો કે શું એક એક પરમાત્મા જે શ્રીઅનન્ત કોટિ બ્રહ્માંડનું એક પોતાની ઈચ્છાથી સંચાલન કરે છે તે એક પરમાત્મા શ્રીગોકુલેશ તે અસંખ્ય શ્રીસ્વામિનીઓને તેમના પરમપલ્લવ પ્રદાન કરવામાં સમર્થ ન'હોતા, કે હતા તે બતાવો મને ? તો પછી એને એટલા રૂપ શા માટે ધારણ કરવા પડ્યા કેમ કે દરેક શ્રીવ્રજસ્વામિનીઓનો સ્વભાવ કંઈક જુદો હતો. અને એ સ્વભાવ પ્રમૅણે એ ફળ મળે તો પુષ્ટિમાર્ગની પૂર્ણાહુતી થાય, નહિં તો ન થાય....

..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ગુરૂ કેવા

### દિક્ષા-મંત્રગ્રહણ અધિકારી - ૫

ગુરુદેવ:- ગયાં વખતે આપણે જ્ઞાનનાં લક્ષણ જોયા, હવે તેથી આગળ વધીએ. જ્ઞાનીઓ અક્ષર પ્રાપ્તિમાં માને છે. તે પુરુષોત્તમ-શ્રીગોકુલેશમાં નહિં. આ વિષય પર અથર્વવેદનાં તૃતીય મુંડકના દ્વિતીય ખંડની શ્રુતિ છઠ્ઠીમાં કહેલ છે કે:-

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्न्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।

ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ।। ६ ।।

અર્થ:- સન્યાસના યોગે કરી વેદાન્તના નિ:સન્દેહ જ્ઞાનથી સારી રીતે જેઓએ અર્થ નિશ્ચિત કરેલો છે અને અંત:કરણ જેનું શુદ્ધ થયેલું છે એવા યતિઓ બ્રહ્મલોકમાં રહે છે અને બ્રહ્માજીનું આયુષ્ય પૂર્ણ થતાં તેના મોક્ષની સાથે પોતે પણ મોક્ષ પામે છે. સ્મૃતિ પણ કહે છે કે -

ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसञ्चरे ।

परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ।।

અર્થ:- પ્રાકૃતિક લય થાય ત્યારે બ્રહ્માનો પણ લય થાય છે અને તેના લયની સાથે ભગવાન્‌માં છે, અંત:કરણ જેનું એવા બ્રહ્મલોકમાં રહેનારા જ્ઞાનીઓ પણ પરમપદ-મોક્ષમાં પ્રવેશ કરે છે.

આ બન્ને વાક્યો જ્ઞાનીઓને અક્ષરમાં લયરૂપ(મોક્ષ) ફલ બતાવે છે અને તે પણ સ્વતન્ત્ર રીતે નહિં પણ બ્રહ્માજીનું આયુષ્ય પૂર્ણ થતાં તેની સાથે, આમ ફલતઃ વિચાર કરતાં, તેમ જ ભક્તિ વિના યથાર્થ જ્ઞાન સંભવતું પણ નથી તેથી, કર્મમાર્ગ કરતા જ્ઞાનમાર્ગની ઉત્તમતા હોવા છતાં ભક્તિમાર્ગની ઉત્તમતા તો તેથીએ વિશેષ છે એમ સિદ્ધ થાય છે; ભક્તને પૂર્ણાનન્દ પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે જ્યારે જ્ઞાનીને ગણિતાનન્દ અક્ષરજ મળે છે. આ ફલભેદ ભક્તિનો જ્ઞાન કરતાં સ્પષ્ટ ઉત્કર્ષ સૂચવે છે. તેમજ ભક્તિપ્રાપ્ય શ્રીગોકુલેશ અક્ષરથી પર છે. મુંડકોપનિષદ્‌ના દ્વિતીય મુંડકની દ્વિતીય શ્રુતિમાં કહ્યું છે કે -

दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।

अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ।।

અર્થ:- દિવ્ય, અમૂર્ત (અપરિચ્છિન્ન) સર્વ વસ્તુની અંદર તથા બહાર રહેલો, અજન્મા, પ્રાણ તથા મન વગરનો, સ્વચ્છ, એવો પુરુષ સર્વ પ્રાણીમાત્રથી પર એવા અક્ષરની પણ પર છે. વળી કઠોપનિષદ્ પ્રથમાધ્યાય તૃતીયાવલ્લીમાં પણ કહેલ છે કે-

महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ।

पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः ।।१०।।

અર્થ:- મહત્તત્ત્વથી પર અક્ષર બ્રહ્મ છે, અક્ષરથી પર પુરુષ છે, પુરુષથી પર બીજું કાંઇ નથી. એટલે તે પર પુરુષજ છેલ્લી પરમ ગતિ છે.

આ શ્રુતિઓમાં પર પુરુષને અક્ષરથી પર કહેલ છે, તે પર પુરુષ બીજા કોઇ નહિં, પણ પુરુષોત્તમ શ્રીગોકુલેશ જ છે. આજ વાત શ્રીગોકુલેશે શ્રીગીતાજી (૧૫-૧૮)માં આજ્ઞા કરી છે કે-

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।

अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।। १८ ।।

અર્થ:- ક્ષર સર્વભૂતપ્રાણીમાત્રથી હું પર છું, અને અક્ષરબ્રહ્મથી પણ ઉત્તમ છું. તો થી લોકમાં અને વેદમાં પુરુષોત્તમ એવા નામથી પ્રસિદ્ધ છું. આ શ્લોકમાં પોતાના સ્વરૂપને અક્ષરાતીત કહી પોતાનું પુરુષોત્તમપણું પણ કહેલું છે. તે પુરુષોત્તમરૂપ શ્રીગોકુલેશની પ્રાપ્તિ શ્રીગીતાજીના ૮-૨૨માં શ્લોકમાં લખ્યા પ્રમાણે ભક્તિથીજ થાય છે. તે શ્લોક નીચે પ્રમાણે છે -

पुरुषः स परः पार्थ! भक्त्या लभ्यस्त्वनन्यया ।।

અર્થ:- હે અર્જુન! તે પર પુરુષ અનન્ય ભક્તિથી પ્રાપ્ત થાય છે.

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

<u>ગુરુદેવ</u>:- હવે, આપણે ત્રીજો શ્લોક જોઇએ.

सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः।

संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथञ्चन।।३।।

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन।

અર્થ:-લોક અને વેદમાં નિરુપિત સહજ, દેશોત્થ, કાલોત્થ, સંયોગજ તથા સ્પર્શજરૂપ ને કોઈપણ પ્રકારથી (સેવામાં પ્રતિબન્ધરૂપ) માનવું ન જોઈએ. અન્યથા (બ્રહ્મસંબંધ છોડીને) સર્વ દોષની નિવૃત્તિ કોઈપણ પ્રકારે સંભવ નથી.

હવે શ્રીપુરુષોત્તમજી આજ્ઞા કરે છે કે પ્રાચિન ટીકાકારોએ પાંચ દોષોને માત્ર સ્વરૂપતઃ પ્રતિપાદન કર્યુ છે. તેમને ન તો પ્રસંગનો વિચાર કર્યો છે કે નથી પ્રત્યક્ષ વિરોધ પરિહાર કર્યો છે. પ્રાચિન ટીકાકારોના મતાનુસાર, આમ કરવા પર, આધુનિક જગન્યાધિકરી લોકોને તેમના બતાવેલ રીતથી દોષોની નિવૃત્તિ ક્લેશપૂર્વક સિદ્ધ કરવી પડશે. તેથી તે તે મતો ને છોડીને શ્રીપુરુષોત્તમજી શ્રીપંચમકુમાર શ્રીરઘુનાથપ્રભુચરણના વિવરણાનુસાર વિવેચન કર્યુ છે. અને જ્યાં સૂધી સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશપ્રભુચરણ ની ટીકા નો પ્રશ્ન છે, તો શ્રીગોકુલેશપ્રભુ તો અહિંયા બ્રહ્મસંબંધ દ્વારા પૂજામાર્ગક્ત દોષોની નિવૃત્તિની વાત કરી રહ્યા છે. તેમના અનુસાર દેહને ભૌતિક હોવાથી ભૂતશુદ્ધિના દ્વારા નિવૃત્ત થનારા દોષ **સહજ દોષ** હોય છે. *अपसर्पन्तु ते भूताः* વગેરે વચનાનુસાર. પૂજા કરવા ના સ્થાનવિશેષમાં પણ દોષ હોય છે. જેને *पवित्रं कुरु चासनम्* વગેરે વચનોથી આસનાદી ને શુદ્ધિના વિધાનથી નિવૃત્ત થાય છે. તે **દેશોત્થ દોષ** છે. *प्रातर्होमं च कृत्वैव कृत्वा वा ब्रह्मयज्ञकम्। यद्वा माध्याह्निकं कृत्वा पूजयेत्पुरुषोत्तमम्* વગેરે વાક્યો દ્વારા વિહિત કાળના લોપ થવા પર અને અન્યકાળમાં પૂજા કરવાને **કાલોત્થ દોષ** બતાવે છે. હવે આ દેશોત્થ અને કાલોત્થ ને એક બનાવી એટલે કે **દેશકાલોત્થ એકજ દોષ** ગણાવી રહ્યા છે, અને તે બન્ને એક-બીજાના પૂરક છે, તેથી એકજ દોષ રૂપે સ્વીકારવામાં આવ્યો છે. વ્યવારમાં પણ આપણે દેશ-કાલ એમ બે પદ ને એકજ રૂપે આપણે બોલીએ છીએ. લોકમાં આ દોષોને *आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन* આ શ્રીગીતાજીના વાક્યાનુસાર આ દોષો પુનરાવર્તન થાય છે, એમ એનું સ્વરૂપ છે. જેમ વેદમાં નિરૂપિત वेदनिरूपित जैसे *यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु। न्यूनं सम्पूर्णतां याति सद्यो वन्दे तमच्युतम्॥,* અહીં ન્યૂનત્વાદિ વેદનિરૂપિત દોષ માનવા જોઈએ. હવે, આ બન્ને લોક નિરૂપિત અને વેદ

નિરૂપિત દોષ ને પણ એકજ દોષ માનવા જોઈએ. તેથી **લોકવેદોત્થ. સંયોગજ** દોષ તે હોય, કે જેમ અભિમન્ત્રિત જળની જોડે અનભિમન્ત્રિત જળનો સંસર્ગ થવો વગેરે. **સ્પર્શજ દોષ** તે દોષ છે, જેને પૂજા માટે પ્રાપ્ત પુષ્પ-ગન્ધ વગેરે સ્ત્રી-શૂદ્રાદીનો સ્પર્શ થઇ જાય. અને મૂલ ગ્રંથમાં **ચ**કાર દ્વારા નૈવેધ ઉપર દ્રષ્ટિ પડવાથી દૃષ્ટ્યાદિ દોષ માનવામાં આવે છે.

આ સર્વ દોષ ભક્તિમાર્ગમાં માનવા ન જોઇએ. ભક્તિમાર્ગીય જીવ માટે આ બતાવેલ દોષ ગણવા યોગ્ય નથી. આ પ્રકારે સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણે વ્યાખ્યાન કર્યુ છે. આ પ્રકારના વ્યાખ્યાનનો હેતું બ્રહ્મસંબંધજ છે. કારણ કે બ્રહ્મસંબંધ કરવાવાળા જીવનો અપરાધ તો સ્વયં શ્રીહરિજ નિવારણ કરશે, તેવો આપશ્રીનો સ્પષ્ટ અભિગમ છે. ચાલો, હવે આપણે મૂલ વિષય પર આવી જઇએ.

**શિષ્ય**:- ગુરુદેવ ! આપશ્રીનું કથન સત્ય છે. પણ એક શંકા થાય છે. આપશ્રીએ જેમ આજ્ઞા કરી કે પૂર્વ ના દોષોની નિવૃત્તિ ભલે થાય, પણ એક વાત સમજમાં આવતી નથી, તો આપશ્રી કૃપા કરી સમાધાન કરશો. કર્મ અને કાળ તે અક્ષરબ્રહ્મની પ્રકટ અવસ્થા છે. અને દેશ તે અધિકરણરૂપ છે. તો પછી આ ત્રણે કર્મ, કાળ અને દેશ તે તો નિત્યરૂપે વિદ્યમાન હોય છે. અને જે પણ અન્ય દોષો ઉદ્ભવે છે, તે પણ આ ત્રણેના કારણેજ ઉદ્ભવે છે. તો પછી આ ત્રીદોષ (કર્મ, કાળ, દેશ) નો સંયોગ થવા પર ઉત્પન્ન દેહ અને જીવના દોષોની નિવૃત્તિ કેમ સંભવે ?

**ગુરુદેવ**:- વાત તારી સાચી. પણ જરા સમજવાનો પ્રયત્ન કર. સિદ્ધાંત રહસ્ય ગ્રન્થમાં હવે આગળના શ્લોકમાં ભગવાન શ્રીમહાપ્રભુ દ્વારા આપણને આજ્ઞા કરે છે ...

असमर्पितवस्तूनां तस्माद्वर्जनामचरेत्।।४।।

निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः।

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

*(જૈ જૈ શ્રીગોકુલેશ અંક ૧, વર્ષ ૧)*

પરમ પૂજ્ય શ્રીવિઠ્ઠલરાયજી બાવાશ્રીએ નિર્દેશેલ મંગલાચરણ પરના જૈ જૈ શ્રીગોકુલેશ વર્ષ ૧ અંક ૧ પાન ક્રમ ૨ અને ૩ ના આધારે.

મંગલાચરણ એટલે મંગલનું આચરણ. *જેમનું આચરણ અતિ મંગલ છે,* એવું મંગળ આચરણ કરનાર **શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવ**ના નામ, રૂપ, ગુણ તથા લીલા સંબંધી સ્તુતી કરવી. એને પણ મંગલાચરણ કહેવાય.

શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવની સ્તુતિરૂપ મંગલાચરણ કરી કાર્યનો આરંભ કે શરૂઆત કરનાર વ્યક્તિનું આચરણ પણ મંગલ બને છે.

મંગલાચરણ એટલે નમન. નમનમાં વ્યક્તિનું સંપૂર્ણ વ્યક્તિત્વ તન્મય બની જતું હોય છે. કેવળ શારીરિક રીતે બે હાથ જોડી દેવાથી કે પ્રણામ કરી દેવાથી કે માત્ર નમી જવાથી નમન થતું નથી. પણ હાથનું જોડવું, પ્રણામ કરવાં તથા સંપૂર્ણ પણે નમવું-એ સર્વ ક્રિયામાં તાદાત્મ્ય સધાય, એકવાક્યતા આવે તેવી મન, વાણી અને દેહથી થતી સંપૂર્ણ અભિવ્યક્તિ છે. આ પ્રકારનું નમન એજ સાચું નમન છે. નમન સિવાય અન્ય કોઇ રીતે મનુષ્ય પોતાના સહજભાવને વ્યક્ત કરી શકતો નથી. સાચા અર્થમાં થતું નમન બધુંજ સિદ્ધ કરી શકે છે. નમન સિદ્ધ ન થાય તો બીજી કોઇપણ ક્રિયા કે ઉપચાર અનન્તકાળ સૂધી પણ કરવા છતાં કશું જ સિદ્ધ નહિં થાય અને સાચા પ્રકારે નમન થઇ રહ્યું હશે તો બીજા કોઇની આવશ્યકતા રહેશે નહિં. વર્ષો સૂધી અવિરત સાધના કરવા છતાં જે ફળ પ્રાપ્તિ ન થાય તે સાચા નમનથી થઇ શકે છે. પણ નમનની અભિવ્યક્તિમાં વ્યક્તિના સંપૂર્ણ વ્યક્તિત્વને અભિવ્યક્ત ન કરાય ત્યાં સૂધી તેવા નમનનો સ્વીકાર થતો નથી. નમન સિદ્ધ થતું નથી. આ

છે નમન નું મહત્વ. જેને આપણે નમન કહીએ તે સર્વ રીતે અત્યન્ત શ્રેષ્ઠ હોવાનું અને આપણે તેની તુલનામાં બધી રીતે બધઅરૂપ અને પ્રકારથી ખૂબજ નિ:સહાય નિ:સાધન હોવાનું આપણે સ્વીકારેલું હોય તે અનિવાર્ય છે. નમન એટલે નમન કરનાર વ્યક્તિનું કોઈપણ સાધન તેનો ઉત્કર્ષ સાધી આપવા સમર્થ નથી અને જેને નમન કરવામાં આવે છે તે જ વ્યક્તિ નમન કરનારનો ઉત્કર્ષ સાધી આપવા સમર્થ છે તેવો નિખાલસ સ્વીકૃતિ. આવાજ નમનનું નામ છે મંગલાચરણ.

**મંગલાચરણ** એટલે શુભ આચરણ. મનુષ્ય પોતે પોતાના સાચા અને નિત્ય સુખની શોધમાં લાગી જાય તેજ તેનું સાચું મંગલાચરણ છે. આ સાચું અને નિત્ય સુખ એટલે અનન્તમાં (શ્રીહરિમાં) પોતાની જાતને આત્મસાત્ કરવાનો પ્રયત્ન.

નમન નો બીજો અર્થ છે - સાચું અને નિત્ય સુખ પ્રાપ્ત થયું હવાની અનુભૂતિની અભિવ્યક્તિ.

વેદ-શાસ્ત્રોમાં કહેલું છે કે *સમાપ્તિકામો-મંગલમાચરેત્*, એટલે વ્યક્તિએ પોતાના અભિષ્ટ કાર્યની સિદ્ધિ માટે તથા તે કાર્ય સારી રીતે પરિપૂર્ણ થાય તે માટે મંગલાચરણ કરવું જોઈએ.

મંગલાચરણ કરવા પાછળ મુખ્યત્વે ત્રણ હેતુંઓ રહેલા હોય છે.

૧. કોઈપણ કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિના હેતુથી કરવામાં આવતું મંગલાચરણ (જીવ જે કાર્ય કરવા તત્પર થાય છે, તેમા શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવની કૃપાથી કોઇ વિઘ્ન ન આવે અને કાર્ય સમ્પન્ન થાય)

૨. મંગલાચરણ એ એક અવિગીત શિષ્ટાચાર છે. (અવિગીત એટલે પ્રશંસનીય/ અનિન્દિત)

૩. ગુરુજનો પોતાના શિષ્યોને શિક્ષા આપવા માટે પણ પોતાના દરેક એવા કાર્યના પ્રારંભમાં મંગલાચરણ કરે છે. ગુરુજનોની ભાવના છે કે તેમના શિષ્યો મંગલાચરણ કરી પોતાનું કલ્યાણ સાધશે. (જે કાર્ય કરવા શ્રીપ્રભુએ આપણને તૈયાર કર્યા છે તે કાર્ય સફળ થાય અને તેનું સુંદર ફળ સૌને પ્રાપ્ત થાય આવી ભાવનાથી મંગલાચરણ કરાય).

કોઈપણ કાર્યના પ્રારંભમાં મંગલાચરણ અવશ્ય કરવું. એ માત્ર ધર્મશાસ્ત્રથી સંબંધિત સિદ્ધાંત નથી, પણ જે જે શાસ્ત્રોનો ઉદ્‌ગમ વેદશાસ્ત્રોમાં રહેલો છે તેવા તમામ ભારતીય મૂળના દરેક શાસ્ત્રમાં મંગલાચરણનું સ્થાન જોવા મળશે.

વ્યાકરણ શાસ્ત્ર સંબંધી મહાભાષ્ય રચનાર મહર્ષિ પતંજલી આજ્ઞા કરે છે.

**મંગલાદીનિ મંગલમધ્યાનિ મંગલાન્તાનિ ચ શાસ્ત્રાદિ પ્રથન્તે ।**

**વીર પુરુષાણ્યાયુષ્મત્પુરુષાણ્યધ્યેતારશ્ચ બુદ્ધિયુક્તાઃ યથા સ્યુઃ ।।**

અર્થાત્ :- ગ્રન્થના આદિ, મધ્ય અને અંતમાં મંગલ અવશ્ય કરવું જોઈએ. મંગલાચરણ કરવાથી રચાયેલાં શાસ્ત્રનો પ્રચાર-પ્રસાર થાય છે, અને તે ગ્રંથોનો અભ્યાસ કરનાર લોકો વીરતાથી પૂર્ણ દીર્ઘાયુ અને બુદ્ધિમાન હોય છે.

આ મંગલાચરણ ત્રણ પ્રકારના હોય છે. *આશીર્નમસ્ક્રિયા વસ્તુનિર્દેશો વાઽપિ તન્મુખમ્..*

અર્થાત્: ૧. આશીર્વાદાત્મક

૨. નમસ્ક્રિયાત્મક

૩. વસ્તુનિર્દેશાત્મક

૧. પોતાના અથવા પોતાના શિષ્ય માટે વાંચ્છિત અર્થની પ્રાપ્તિ નિમિત્તે પરમેશ્વરની સ્તુતિ (પ્રાર્થના) કરવી તે આશીર્વાદાત્મક મંગલાચરણ કહેવાય.

૨. નમન કરવા યોગ્ય ગુરુજનો અથવા પરમેશ્વર પ્રત્યે પોતાની ન્યૂનતા જણાવવા નમન કરનાર વ્યક્તિના શરીર-મન-વાણી વડે કરાયેલા વ્યાપાર વિશેષને નમસ્કારાત્મક મંગલાચરણ કહેવાય છે.

૩. ગ્રંથમાં પ્રતિપાદિત વિષયરૂપ વસ્તુનો નિર્દેશમાત્ર કરવો તે વસ્તુનિર્દેશાત્મક મંગલાચરણ કહેવાય છે.

આપણા શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠમાં મંગલાચરણના ૧૧ શ્લોક સુપ્રસિદ્ધ છે, જે લગભગ આપણા ઘરના દરેક સેવક-વૈષ્ણવોને કંઠસ્થ હશે અને જેનો પાઠ લગભગ દરરોજ કરતા હશે. (નમોઽસ્તુ પાઠ-પુસ્તક)

આ ૧૧ શ્લોક આપણા માટે પંચામૃત સમાન છે. દૂધ, દહીં, ઘી, ખાંડ, મધ (પંચામૃતના પાંચતત્વ) દરેક નો અલગ સ્વાદ મધુર (મીઠો), અને આ પંચ દ્રવ્ય ભેગા થાય, એક બને અને એનાથી શ્રીપ્રભુને પંચામૃત સ્નાન થાય, પછી શ્રીપ્રભુનું ચરણોદક બનેલું એ પંચામૃત આપણે પાન કરીએ ત્યારે પંચામૃતની મધુરતા અલૌકિક બની જાય.

મંગલાચરણના આ ૧૧ શ્લોક આવાજ અલૌકિક મધુર પંચામૃત સમાન છે. રોજ આપણે સવારે પાઠ કરીએ છીએ. પણ કદાચ ભાગ્યેજ એવો પ્રશ્ન આપણા મનમાં ઉત્પન્ન હશે કે આ શ્લોકો કોણે રચ્યા ? કેમ રચ્યા ? ક્યારે રચ્યા ? કોઇ એક જણે રચ્યા, કે જુદા જુદા મહાનુભવોની રચના છે ? કોઇજ માહિતી આપણે શોધી કે વિચારી નહિં હોય. એ પણ ખરું કે આ ૧૧ શ્લોકને ક્યારે અને કોણે મંગલાચરણના સ્વરૂપમાં એક સાથે મૂક્યા તે નિશ્ચિત રૂપે કહી શકાય તેમ નથી, અલબત્ત આ ૧૧ શ્લોકની રચના કોની છે, તેની માહિતી મેળવવાનો પ્રયાસ કરીએ.

પ્રથમ શ્લોક શ્રીમહાપ્રભુજીને વન્દનનો છે, જે આપશ્રીના દ્વિતિય આત્મજ શ્રીગુંસાઇજીએ રચ્યો છે.

(...ક્રમશ:)

સંકલન: રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ**:- ઘણાં એ પ્રશ્ન-દલિલ કરે છે કે યવન ચિત્રકાર હોનહારે જે ચિત્ર દોર્યુ, તેમાં તો શ્રીમહાપ્રભુજીનું ઊર્ધ્વપુંડ્ર તિલક છે, તો ક્યાં દંડાકાર છે? અરે ભલા માણસ, શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી છે કે લલાટમાં દ્વિરેખ દંડાકાર તિલક થાય, એવા સુંદર વચનામૃત શ્રીમહાપ્રભુજીના છે, તે વચનામૃત પર વિશ્વાસ કરવાનું મૂકીને આપણે એક યવને દોરેલ ચિત્રકાર્ય માં દલિલબાજો વિશ્વાસ કરતાં હશે, પણ અમે તેમાં વિશ્વાસ કરતાં નથી. કારણ કે અમને તો શ્રીવાક્પતિની આજ્ઞા-વાણીમાં વધારે વિશ્વાસ છે, અને એમનીજ વાણીમાં વિશ્વાસ છે. હવે, જરા તે ચિત્રકારની ચિત્રકારી નો ઇતિહાસ જોઇએ, તો આપણને વાર્તા સાહિત્યમાંથી જાણવા મળે છે કે હોનહાર નામના ચિત્રકારે શ્રીમહાપ્રભુજીનું ચિત્ર કરવા ત્રણ વાર પ્રયત્ન કર્યો, પરન્તુ શ્રીમહાપ્રભુજીની અનિચ્છા હોવાથી અને વગર અનુમતીએ કરેલ પ્રયાસ કર્યો હોવાથી તે સફળ ન થયો. પણ જ્યારે દીન થઇને નમ્યો, અને વિનંતિ કરી ત્યારે તે શ્રીમહાપ્રભુજીનું ચિત્ર દોરવામાં સફળ થયો. અહિં પૂર્વસ્થિત અનિચ્છા તિલકના પ્રમાદમાં પરિણામ પામી, જેમ અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર શ્રુંગિના શાપની જેમ, એમ અનુમાન કરી શકાય કારણકે મહાપુરુષોની અનિચ્છાઓ પણ અફળ હોય નહિં. (*સુજ્ઞેષુ કિં બહુના*).

પ્રમેયની સ્થિતિ લક્ષ્ય અને લક્ષણના સિદ્ધાંતથી છે, એવું જાણનારા બુદ્ધિશાળી પુરુષો, ભ્રમિત માણસના વચનને પ્રમાણરૂપ માનતા નથી. જેમકે આજના ઘણાં આધુનિક તથા-કથિત કહેવાતા સત્સંગ કરાવનારા, થોડી વાર્તા વાચી લીધી, એટલે લાગ્યા સત્સંગ કરાવવા, અને જ્યારે કોઇ નવો સત્સંગી વૈષ્ણવ આવી ને પ્રશ્ન કરે, ત્યારે તેની બોલતી બંધ થઇ જાય, અને જો પછી દંડાકાર તિલક વિશે પુછે, તો તો પછી ! આવી બન્યુ. અગડમ-બગડમ. આ ખોટું છે, અમે જે કહીએ, તેજ સાચું.

હમણાં થોડા દિવસ પહેલા, એક મહાનુભવ બાલક, વિદેશ ભુમી પર પધારી, અને ત્યાં, વચનામૃત કરતાં હતાં, પ્રસંગોપાત કહું, કે જાણી જોઇને કહું, પણ તે મહાનુભવ બાલકે, ત્યાં આજ્ઞા કરી કે *શ્રીગોકુલેશની સૃષ્ટિ બહિર્મુખ છે.* આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારના એક સેવક-વૈષ્ણવ દુર્ભાગ્યે તેમના વચનામૃત સાંભળવા ગયા, અને જ્યારે આ સાંભળ્યુ, તે વારે, તે એકદમ ચકિત થઇ ગયા, આશ્ચર્ય માં પડી ગયા. કે આપ મહાનુભવ બાલકે, આવી આજ્ઞા કેમ કરી? પછી, તે પોતાના ઘરે પરત ફર્યા, પણ તેમની સામે પ્રતિકાર ન કરી શક્યા.

તો આપણે સો સમજીએ, કે ચાલો, આપણે શ્રીગોકુલેશપ્રભુની સૃષ્ટિ બહિર્મુખ. તે બાલકના આશિર્વાદ છે આપણી પર. કારણકે આપણે શ્રીગોકુલેશપ્રભુના ઘરના સેવકો, તેમની વ્યાપારિક-ધંધાકીય રીતે ચાલતી તથા-કથિત હવેલીઓમાં જઈને દર્શન કરતાં નથી, અને ત્યાં થી વેચાતો દેવ-દ્રવ્ય લેતા નથી. તેથી આપણે બહિર્મુખ. પણ તે મહાનુભવ બાલક એમ ભૂલી ગયા કે શ્રીગોકુલેશપ્રભુના ઘરના સેવકો, તે તો શ્રીગોકુલેશપ્રભુના સમયથી તે આજ પર્યન્ત અન્યથી અલગ છે. ૭૮ ભગવદીયો, જેમને શ્રીગોકુલેશપ્રભુના આસુરવ્યામોહલીલા સાથેજ પોતાનો ભૌતિક દેહ ત્યાગ કર્યો, સંપ્રદાયના એક વિલક્ષણ અને બહું ચર્ચિત આચાર્ય શ્રીહરિરાયચરણ (જેમને પુષ્ટિમાર્ગીય સમાજ શ્રીહરિરાય મહાપ્રભુ તરીકે ઓળખે છે) છે, જે પણ શ્રીગોકુલેશપ્રભુના દ્વારા માર્ગીય દિક્ષા ગ્રહણ કરી હતી. તો પછી શ્રીહરિરાયચરણ પણ શ્રીગોકુલેશપ્રભુની સૃષ્ટિનોજ ભાગ થયા, તો તે પણ બહિર્મુખ થયા ગણાય, કેમ બરાબર ને? પણ અમને ગર્વ છે કે અમે અમારા શ્રીપ્રભુના નામે વિક્રય કરતા નથી. તો ભલે ને અમે બહિર્મુખ રહ્યા. ૮૪, ૨૫૨ પણ શ્રીગોકુલેશ પ્રભુનીજ દેન છે, જો તે વાંચશો, તો તમારા જેવા પણ બહિર્મુખ થશે. તેથી આપણાને બહિર્મુખ કહેનારાઓએ શ્રીગોકુલેશ પ્રભુ વિરચિત ગ્રંથો વાંચવું બંધ કરી દેવું જોઇએ. અને શ્રીહરિરાયચરણના ગ્રંથો, જેમકે શિક્ષાપત્ર પણ વાંચવા બંધ કરી દેવા જોઈએ. કેવળ જાહેર મંદિર, મનોરથ, ભવ્ય સોભાયાત્રા, ૨૦૦૮ વિરાટ વ્રજયાત્રા, વગેરેજ કરવા જોઇએ. તમે કરો, અમારે જરૂર નથી. તમે સન્મુખ ભલે રહ્યા અને ભલે અમે બર્હિમુખ. અમે આવાજ સારા. અમે એવા રે અમે એવા રે, શ્રીગોકુલેશ ને સન્મુખ રહે તેવા રે. તમે તમાર સુખે

ધંધો કરો. પણ અમે શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય સેવકો, તમારા જેવી વૃત્તિ નહિં સ્વીકારીએ, કારણકે આપણો સ્વાર્થ કેવળ શ્રીગોકુલેશને પામવાનો છે. આ રીતે આમના જેવા અનેક મહાનુભવ બાલકો, અને અનેક બીજા જનો યથાર્થ ન જાણવાને કારણે આવું વિપરિત વચન કહે છે. તેથી પ્રમાણ ને ન લીધું, તો અગડમ-બગડમ. અર્થાત્ તેમની વાણી ભ્રમિત થયેલ વ્યક્તિની જેવી છે. પણ વિદ્વાનથી એમ ન થાય. એ આમ તો અમે આમ, એવા ઝગડાથી વધારે શું ?

આ દ્વિરેખ-દંડાકાર તિલક જ પુરાણોમાં હરિમન્દિરાકાર પણા વડે બતાવેલું દેખાય છે. ત્યાં આજ્ઞા કરે છે કે તિલક તો નામના મૂળથી આરંભીને લલાટની ટોચ સૂધી કુંકું વડે કરે, વચ્ચે જગ્યા ખૂલી રાખે, તે જગ્યા તે હરિમન્દિર છે. એવી આજ્ઞા સ્કન્ધ પુરાણમાં કહ્યું છે.

...ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શું આપને લાગે છે કે વિચાર કરવો જોઇએ ?

...ગતાંકથી આગળ

૩૫. લોક વ્યવહારના અસિમ પ્રવાહમાં કોઈનું પણ કંઇ ચાલે નહિં તે સમજાય તેવી વાત છે અને તેના પરીણામ સ્વરૂપે અંગ્રેજીની પ્રસિદ્ધ કહેવત while in rome do as romans do એટલે કે જેવો દેશ તેવો વેશ - આવી કંઈક સીમાઓના કારણે લોક વ્યવહારમાં લોક રીતિથી રહેવું અને વહેવાર કરવો તે આપણી મજબુરી હોઈ શકે. પરન્તુ તેના કારણે પોત પોતાના ઘરની સીમામાં પણ સદાચાર અને વૈષ્ણવાચારની મર્યાદાને તોડી નાંખે મ્લેચ્છાચારનો સ્વિકાર કરનારને પણ શું વૈષ્ણવ કહી શકાય ખરું ?

૩૬. પુષ્ટિમાર્ગની શરણાગત પદ્ધતિ અને ભક્તિમાર્ગ પદ્ધતિના નિર્વાહ પુરતા અનિવાર્ય આચાર-વિચારનો સ્વીકાર અને પાલન કરવામાં પણ જે લોકો અમર્થતા- અશક્યતા કે મજબુરી દર્શાવતા હોય તેઓને શું વૈષ્ણવ કહી શકાય ખરાં ?

૩૭. શ્રીમહાપ્રભુજીના વચન *સર્વમાર્ગેષુ નષ્ટેષુ*નું અવિવક્ષીત અને વિરુદ્ધ અર્થઘટન કરી માર્ગીય આચાર વિચાર છોડીને અને તોડીને પણ જો પોતાની જાતને પુષ્ટિમાર્ગીય કહેતા હોય તેઓને શું વૈષ્ણવ કહી શકાય ખરાં ?

૩૮. પોતાની જાતને શ્રીમહાપ્રભુજીએ પ્રગટાવેલા માર્ગના અધિકારી ગણીને ઓળખાવતી વ્યક્તિઓને જો શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ, ભજન અને વાણીમાં નિષ્ઠા ના હોય અને તે મુજબ વિરુદ્ધ વર્તન કરતા હોય તો શું તેઓને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કહી શકાય ખરાં ?

૩૯. કેટલાક લોકો પોતાને સમજુ વિવેકી અને*અમે ઘણુ બધુ જાણીએ છીએ* ના આધારે શ્રીમહાપ્રભુજીની વાણીના સાચા અર્થને સાંભળી-જોઇ અને જાણીને અંતઃકરણમાં અચકાતા હોવા છતાં બહારથી અહં અને દંભથી પ્રેરાઇ અમે જ જાણીએ છીએ-અમેજ માણીએ છીએ-અમેજ સ્વીકારીએ છીએ તેજ સાચુ છે એવું લજ્જા રહિત વક્તવ્ય કરતા પણ સંકોચાતા નથી. શું તેઓને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કહેવાય ખરાં ?

૪૦. વર્તમાન શિક્ષણ-વિદેશી સંસ્કૃતિ-લૌકિક વ્યવહાર અને લૌકિક સમજથી જ પુષ્ટિમાર્ગને જાણવાનો અને જીવવાનો પ્રયાસ કરનાર વ્યક્તિઓને શું પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કહેવાય ખરાં ?

૪૧. શ્રીવિઠ્ઠલનાથપ્રભુચરણ વિરચિત ભક્તિહંસ ગ્રંથમાં કે જેનું (પ્રણયન) નિર્માણ ભક્તિના સાચા સ્વરૂપને દર્શાવવા માટે જ થયેલું છે તેના પ્રારંભમાં પુષ્ટિમાર્ગમાં

પ્રવેશ કરવા માટે અનિવાર્ય બનેલા બે પગથિયાનું નિરૂપણ ખુબજ સ્પષ્ટ અને દઢ શબ્દોમાં કરે છે.

૧. एतेन भगवद्भक्तीच्छुभिः तत्र भक्तिपूर्वकम्

तदुक्तिषु विश्वसनीयमिति प्राथमिकी कक्षा सूचिता

અર્થ:- શ્રીપ્રભુચરણના મંગલાચરણમાં કહેલા વચનોના આધારે સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે જેઓ શ્રીભગવાનની ભક્તિની ઈચ્છા રાખે છે તેઓએ સર્વ પ્રથમ શ્રીમહાપ્રભુજીની ભક્તિ કરવી જોઈએ અને ભક્તિપૂર્વક શ્રીમહાપ્રભુજીના વચનોમાં વિશ્વાસ રાખવો જોઈએ. આ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરવાનું પહેલું પગથીયું છે.

૨. भगवति सर्वस्वत्व बुद्धिः द्वितिया कक्षा

પહેલું પગથિયું ચઢ્યા પછી પોતાના આત્મા-આત્મીય, જ્ઞાતિ, ધન વગેરે હું અને મારું સાથે જોડાયેલા પદાર્થ માત્રમાં જે આસક્તિ છે તે આસક્તિ ત્યાંથી હટાવી શ્રીગોકુલેશમાંજ આસક્તિ રાખવી એટલે કે પોતાના સર્વસ્વપણાથી પરમાત્મા શ્રીગોકુલેશને સ્વીકારવા તે પુષ્ટિમાર્ગના પ્રવેશ માટે બીજું પગથિયું છે.

(ભક્તિહંસ પર શ્રીપુરુષોત્તમચરણનો વિવેક)

**નોંધ**:- પુષ્ટિમાર્ગના સમસ્ત આચાર્યોએ કહ્યા પ્રમાણે પૂજ્યચરણ શ્રીપુરુષોત્તમજી અને પૂજ્ય પરમ ભાગવત મહાનુભવ શ્રીલાલુ ભટ્ટજી પુષ્ટિમાર્ગને જોવા અને જાણવા માટે ને નેત્ર રૂપ છે તેથી શ્રીપૂજ્યચરણ શ્રીપુરુષોત્તમજીએ કહેલા આ બેઉ તથ્યો પ્રમાણે શ્રીમહાપ્રભુજીના વચનોના વિશ્વાસથી અને તે વચનોના આધારે આ સમસ્ત બાબતમાં વિચાર કરશું તો નિશ્ચિતપણાથી દેખાઈ આવશે-જણાઈ આવશે અને સમજાશે કે આપણા

સંપ્રદાયમાં દ્વારભૂત ગુરુ કોને કહેવાય? શા માટે કહેવાય? અને ગુરુસ્થાને બીરાજીને તેઓનું શું કર્તવ્ય છે તેમજ કોને વૈષ્ણવ કહેવાય? અને કોને વૈષ્ણવ ન કહેવાય? કોને બ્રહ્મસંબંધ દીક્ષા દેવી જોઇએ અને કોને નહિં? ક્યારે આપવી અને કોને આપવી? જેને પરીણામે વૈષ્ણવ કહેવાય તેને કેમ કહેવાય? શા માટે કહેવાય? અને વૈષ્ણવ થવાથી તેઓનું શું કર્તવ્ય થાય છે?

શું આપને આપને લાગે છે કે વિચાર કરવો જોઇએ?

यदत्र लिखितं किंचिन् न क्षोभादिविषादतः ।

ब्राह्मणानां नयेनैव श्रीमुखवचनौजसा ।।१ ।।

श्रीवल्लभाऽभिधं देवं श्रीमदग्निसुतात्मजम् ।

देवकीनन्दनोभूयो भजते मूलपूरुषम् ।।२ ।।

ह. श्रीमद्गोकुलवास्तव्यस्य

गोस्वामि देवकीनन्दनस्य

(શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી)

શ્રીલક્ષ્મણતાતચરણ ઉત્સવ

શ્રાવણ શુક્લા ૧૦-૨૦૬૦

# શ્રીગોકુલેશ વાક્સૂધા

વાણીના અધીશ્વર સિવાય બીજો કોઇ શ્રુતિના સમૂહનાં વચનોનું તાત્પર્ય જાણવા શક્તિમાન નથી, કારણકે સાધ્વી સ્ત્રી પોતાના પતિ ની પાસે પોતાનું તાત્પર્ય પ્રકટ કરે છે. તેથી હે શ્રીવલ્લભનામવાળા! જેઓ આપે કહેલા વચનથી જુદા પ્રકારે જણાવે છે તેઓ ભ્રાંત છે, (અને) સ્વભાવથી દેવોના શત્રુપણાંને લીધે માત્ર અંધતમઃ પ્રાપ્ત કરે છે. (૩) ...

...તેઓશ્રીએ કહેલા અર્થવાળો શ્રુતિનો અભિપ્રાય છે એમ કહીને, અને તે વિષયની યોગ્યતા જણાવીને, તેથી ઉલટા પ્રકારે વ્યાખ્યાન કરનારાઓ ભ્રાંત હોવાનું અને તેમના ભ્રમનું કારણ પણ *સ્વભાવથી દેવોનાં શત્રુપણાંને લીધે* શબ્દોથી કહે છે, કારણ કે **નિસર્ગાત્** સ્વભાવથીજ આસુરી છે. (શ્રીમહાપ્રભુએ કરેલા અર્થથી વિપરિત પ્રકારે) કહેલ અર્થ માનનારાઓને શું ફલ મળે? એ જાણવાની ઇચ્છા થતાં તે (અર્થ) માનનારા આસુરી હોવાથી, તેઓને ફલતરીકે આસુરી ગતિ મળે છે એમ માત્ર અંધતમઃ પ્રાપ્ત કરે છે શબ્દોથી કહે છે. શ્રુતિ પણ કહે છે કે જેઓ વિભૂતિની ઉપાસના કરે છે તેઓ અંધતમઃમાં પ્રવેશ કરે છે.

(સર્વદા સેવ્ય દાદાજી શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ગોકુલનાથપ્રભુચરણ **શ્રીવલ્લભાષ્ટક** વિવરણ શ્લોક-૩)

ઇતિ સંપૂર્ણ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

## સત્સંગ:-

- ભગવદ્‌ભાવના પોષણ અને રક્ષણ માટે વૈષ્ણવોનો સંગ અવશ્ય કરવો.
- ભગવાનના એક ક્ષણના સંગ તુલ્ય સ્વર્ગ અને મોક્ષનું સુખ નથી. (ભા.૧-૧૮-૧૩)
- ભગવદ્‌ભાવ અગ્નિરૂપ છે અને સત્સંગ કાષ્ઠરૂપ છે. કાષ્ઠથી જેમ અગ્નિ વધે તેમ સત્સંગથી ભગવદ્‌ભાવ વધે છે, પરન્તુ દુ:સંગરૂપી જળથી નષ્ટ થઇ જાય છે. દુ:સંગરૂપી જળને સત્સંગરૂપી પાત્રમાં રાખીએ તો દુ:સંગ ભગવદ્‌ભાવનો નાશ કરી શકે નહિં. (ભગવદ્‌ભાવ માટે સત્સંગ કાષ્ઠરૂપ, જ્યારે દુ:સંગ માટે સત્સંગરૂપી પાત્ર છે) (શિક્ષાપત્ર: ૩-૨)
- દુ:સંગ મળે તે પહેલાં જ સત્સંગ કરવો, જેથી દુ:સંગ બાધા ન કરે. ભગવદ્‌સેવા, સ્મરણ, અને સત્સંગ પહેલેથી જ કરવાં. આથી જ્યારે લૌકિક દુ:સંગ આવી પડે ત્યારે સત્સંગના પ્રતાપથી બચી જવાય. સત્સંગ વિના દુ:સંગથી બચવાનો અન્ય કોઇ ઉપાય નથી. (શિક્ષાપત્ર : ૩-૮ થી ૧૧)
- વૈષ્ણવોને સામે મળે ત્યારે બે હાથ જોડી ***જૈ જૈ શ્રીગોકુલેશ*** અવશ્ય કરવા, કારણકે વૈષ્ણવો ભાવસંબંધી હોઇ ભગવદ્‌સ્મરણ કરવાં, પરંતુ શ્રીગુરુસન્મુખ અથવા શ્રીભગવન્‌મંદિરમાં-શ્રીસન્મુખ ભગવદ્‌સ્મરણ કરવાં નહિં.

**ધર્મગ્રંથો :-**

- ભગવદ્‌શાસ્ત્રો (શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્‌ભગવદ ગીતાજી, વગેરે) થી ભિન્ન શાસ્ત્રોનું કલિયુગમાં સન્માન થાય છે. આવા શાસ્ત્રો લોકોને મોહિત કરવા લખાયા છે. આ મોહક શાસ્ત્રોના દર્શનથી બુદ્ધિમાં મોહરૂપી મેલ ઉત્પન્ન થાય છે. શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર અનુસાર પ્રવૃત્તિથી સત્ફળ (સ્વતંત્ર ભક્તિ)ની પ્રાપ્તિ થાય છે. (તત્ત્વાર્થદીપ-શાસ્ત્રાર્થ નિબંધ પ્રકાશ-૫૨)

- ભગવદ્ મહાત્મ્યનો નાશ કરનારા માયાવાદરૂપી પ્રતારણા શાસ્ત્રોની ભગવદ્‌ભક્તોએ ઉપેક્ષા કરવી જોઈએ, કારણકે તે સર્વ શ્રુતિ અને સ્મૃતિથી વિરુદ્ધ છે. કલિયુગમાં આવા મોહક અને પ્રતારણા શાસ્ત્રો જ મુખ્ય આદર થાય છે અને તેમાં શ્રદ્ધા રાખનાર ભગવદ્ વિમુખ થવાથી તેનું ફળ નરકપ્રાપ્તિ છે. (તત્ત્વાર્થદીપ-શાસ્ત્રાર્થ નિબંધ પ્રકાશ ૮૦)

- શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ ગીતાજી, શ્રીમહાપ્રભુજી, શ્રીગુંસાઈજી, સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશપ્રભુ કૃત સ્વમાર્ગીય ગ્રંથો વગેરેને સાક્ષાત ભગવદ્‌સ્વરૂપ જાણી સદા આદર કરવા. આ ગ્રંથો અપવિત્ર જગ્યામાં અથવા અપવિત્ર વસ્તુઓ સાથે કદી મૂકવા નહિં. અપવિત્ર અને જૂઠણવાળા હાથથી ધર્મગ્રંથોનો સ્પર્શ કરવો નહિં.

- સૂતક, રજસ્વલા વગેરે અપવિત્ર અવસ્થામાં ધર્મગ્રંથોનું વાંચન-શ્રવણ કરવું નહિં. જમતાં-જમતાં, સૂતાં-સૂતાં, પગમાં જોડા પહેરીને ધર્મગ્રંથો વાંચવા નહિં કે શ્રવણ કરવા નહિં.

- ભગવદ્ નામાત્મક સ્વરૂપ ધર્મગ્રંથોને સાક્ષાત સ્વરૂપાત્મક સમજી સદા આદર-સન્માન કરવું અને આ અલૌકિક ધનનું રક્ષણ કરવા સદા પ્રયત્નશીલ રહેવું.

- કંઠે પ્રાણ આવી જાય તો પણ શ્રીમદ્ભાગવતની કથા દ્વારા જીવન નિર્વાહ ક્યારે પણ કરવો નહિં. (તત્ત્વાર્થદીપ-સર્વનિર્ણય નિબંધ કારિકા -૨૫૪)

- ભગવદીયોના ચરિત્રો (૮૪, ૨૫૨ વૈષ્ણવ, ૭૮ ભગવદીયોની વાર્તા પ્રસંગો)નું નિત્ય શ્રવણ કરવું જોઈએ. ભગવાનના ચરિત્રનું ફળ ભગવદીયોના ચરિત્રનું શ્રવણ છે. એટલે ભગવદીયોના ચરિત્રો શ્રવણ કરવાં એ જ ભગવદ્ કથાનું ફળ છે. (શ્રીસુબોધિનીજી : ૩-૧૩-૪)

- *૮૪, ૨૫૨, ૭૮ ભગવદીયોના વાર્તા-પ્રસંગો નિત્ય શ્રવણ કરવાં*, આ વૈષ્ણવો કેવી રીતે સેવા કરતા હતાં, અને હું શું કરી રહ્યો છું? એમ વિચારવું, આથી દીનતા આવે છે અને નિઃસાધનતા પ્રગટે છે. ભગવદીયોની વાર્તાનું શ્રવણ ભગવદ્ સેવાનું મુખ્ય પોષક છે. અને તેનાથી ભગવદ્ભાવ વધે છે. (શિક્ષાપત્ર : ૨૪-૧૩, ૧૪)

- પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના મુખેથી જ શ્રીમહાપ્રભુજીના ગ્રંથોનું શ્રવણ કરવું. અન્યમાર્ગીય તેમજ બહિર્મુખના મુખેથી ભગવદ્ કથા-વાર્તા શ્રવણ કરવાથી ફળરૂપ ન બનતા ઉલટું દોષરૂપ અને બાધક બને છે. (શિક્ષાપત્ર : ૩૧-૨૦,૨૧)

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)



# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્તિસ લક્ષણ

## પંચદશમો લક્ષણ - તૃષ્ણા તથા લોભ ન કરવો

અબ પંચદશમો લક્ષણ કહેત હેઃ ફિરિ કહેત હે જો વૈષ્ણવકો તૃષ્ણા થોરી રાખની. કાહેતે જો તૃષ્ણા હે સો પાપકો મૂલ હે. તૃષ્ણા કીયે તે દુર્બુદ્ધિ હોત હે. દુર્બુદ્ધિ તે મનકો સંકલ્પ-વિકલ્પ હોતે તાતે મન ડિગત હે. ફિર ધર્મ-અધર્મ કછુ સુઝત નાહીં હે. મનકો લોભરૂપી તરંગ ઉદ્યોત રહે જો લોભ તે ભલો બુરો સ્થાન સમુજત નાંહી. તાકો પ્રકાર એસો જો લોભ કરિકે લોભસ્થાનકો દ્રવ્ય ખોટે સ્થાન જાઇગો. જો જા રીતિસો આયો હોઇગો તાહી રીતિસોં જાઇગો. યહ જીવ તૃષ્ણા કરિકે પ્રભુનકો દૂરિ પરત હે. તાતે વૈષ્ણવકો તૃષ્ણા બોહોત બુરી હે તાતે તૃષ્ણા કરની યોગ્ય નાંહી. ૧૫

।। ઇતિશ્રી પંચદશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

આયે મેરે શ્રીગોકુલપતિકે પ્યારે;

તિલક મનોહર સુંદર દીસત મસ્તક દંડાકારે. ૧

ટેક વિવેક અનન્યતા કહીએ, તુલસીમાલ ગરે ધારે;

ઓર નહીં મુખસું સંભાષણ શ્રીવલ્લભ નામ ઉચ્ચરે. ૨

હૃદયકમલમેં સ્વતઃ નિરંતર શ્રીગોકુલેશ ચિત્ત ધારે;

શ્રીવિઠ્ઠલકે પ્રભુ ગોકુલેશવર જીવનપ્રાણ હમારે. ૩